

પ્રભુ ! પ્રભુ ! !

હવે ક્યાં ડર ?

# પતિને વશ કરનારી વામા

સાખી.

જગત છવાયું પ્યારથી ક્યાં ગઈ મુજ પ્યારી;
શોકાતુર મુજ મન ખરે તુજ વણુ મમ પ્યારી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**નાથાલાલ કાળીદાસ પટેલ નિવાસી.**

ચંપાપોળ ડભાણ.

પ્રત ૧૦૦૦ આવૃતિ ૧ લી સને ૧૯૨૧

કીમત દોઢ આનો.

ધી શારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં

**શા. હરજીવનદાસ અમરસીએ છાપી.**

ઠે. સાંથપીપળી—નડીઆદ.

૯૨૩૩

# વાંચો અને વંચાવો.

અને લાભ લ્યો.

મહેરબાન સદગ્રહસ્થો આ અમારી ચોપડી નામે પતીને વશ કરનારી ત્રામા ફક્ત એકજ વખત વાંચી લાભ લ્યો જેમ બને તેમ જલદી બે આનાની ટીકીટ બીડી મંગાવી લ્યો. એવી મારી આશા છે

બીજુ એ કે આ ચોપડીમાં કોઈ પણ શબ્દ ભારે લાગતો હોય તો આ મારી પહેલી કલમ છે તેથી માફી આપશો. અને સુધારી લેશો એવી સેવકની અરજ છે.

મંગાવી લેવા તસ્દી લેશો. લખો નીચેને સરનામે મળશે.

મંગાવો મંગાવો મંગાવો

પટેલ નાથાભાઈ કાળીદાસ.
મુ. ડભાણ

# કલીયુગનીનારી.

કવ્વાલી.

જુઓ આ હીંદની નારી, ઘણી મસ્તાન બની વાલી,
ફરે છે થઈને મદમાતી, જુઓ કલીયુગની નારી.
પહેરે વસ્ત્ર બારીકો, દીસે છે ગુણકા સરખી,
અતિ ઉમંગમાં રહેતી, જુઓ કલીયુગની નારી.
બગીચે જાય છે ફરવા, ગાડીમાં બેશીને નારી,
નથી તે કોઇથી ડરતી, જુઓ કલીયુગની નારી.
રસોઇઓ રાખીને પોતે હુકમ ફરમાવતી ઘણી,
જમીને પાન ખાવે છે જુઓ કળીયુગની નારી.
જુઓ છો કેશ રૂપાળા જાણે ત્યાં નાગ લટકાવ્યા,
ખરે તે પ્રેમ રઢીઆળી જુઓ કળીયુગની નારી.
વાળે ત્યાં અંબોડા ભારી પછી ત્યાં ગુચ્છ તો ગાલી,
કહુ છું રોફ આ ભારી જુઓ કળીયુગની નારી.
રમીએ મુખતી કાન્તી સદા હસતુ વદન તેનું,
ખરે તે લાગશે પ્યારી જુઓ કળીયુગની નારી.
કોયલડી વાણી આ એની ચોરાયુ ચીત પણ મારૂ,
ખરે તે અંગ મારૂ છે જુઓ કળીયુગની નારી.
નાખે જ્યાં આંખ અણુસારો બને હાથે દ્રઢતાવાળો,
ખરે છે મન હરનારી જુઓ કળીયુગની નારી.
જેને ઘેર નારી આવી છે અહો ધન્યભાગ્ય તેનાં છે,

ખરે છું હુંજ શેઠાણી જુઓ કળીયુગની નારી.
કરો નહિ રોફ બહુ ભારી અરે ઓ હિન્દની બ્હેનો,
કરે વિનંતી નાથાલાલ પતિવૃત પાળજો બ્હેનો.
બોલું છુ હાથ જોડીને માફી માગુછુ તમ પાસે,
લખ્યુ વાંચી તમે ભાઇઓ ન કરશો ક્રોધ મુજ પર રે.

---

## મીયાનું શ્રવણ

### ( કવાલી )

અમો આ દેશમાં આવ્યા મુકી મમ પ્રેમદા પ્યારી,
શીયળવંતી તજી દઇને અમો આ દેશમાં આવ્યા.
અરે શી મુખની કાન્તી નચાવે તે મને ભારી,
અરે તેને છોડી દઇને અમે આ દેશમાં આવ્યા.
આંખો છે રત્નના જેવી લાગે મને પ્રાણથી પ્યારી,
અહા દુઃખી કરી તેને અમે આ દેશમાં આવ્યા.
બોલે જ્યાં બોલ કોયલી મનોહર મનહર નારી,
સુભાગીને વછોડીને અમે આ દેશમાં આવ્યા
વાતો છાની મને કરતી મેના મારી મને કહેતી,
ગુણવંતી નાર તજીદઇને અમે આ દેશમાં આવ્યા
માગુ જ્યાં પાણીનો પ્યાલો લાવી હાજર કરતીતી,
રીસાય નહિ પ્રેમદા મારી અમે આ દેશમાં આવ્યા.
ખરે તુજ ગુણનો ભંડાર મને બહુ યાદ આવે છે,

બન્યા તુજ વીણુ અંધો હું અમે આ દેશમાં આવ્યા,
લખું એક પત્ર શાણીને આવજે ઝટ તું આંહી,
મરૂં હું હાય વિયોગે અમે આ દેશમાં આવ્યા.
તુજ વીણુ પ્રાણુ તારાને દીલાસો કોઇ નથી દેતું,
તજી મેં પ્રેમની પ્યાલી અમે આ દેશમાં આવ્યા.

## પતિનું શ્રવણુ

કવાલી

પંખા પવન ગમતાં નથી ધુપેલને હું શું કરૂ
વહાલા વીના વાલુ નહિ કંઇ પરદેશમાં પ્રીયતમ ગયા
સાડી અને આ પોલકાં ગમતાં નથી મુજને ખરે
આ બાલને સમારી શું કરૂ પરદેમાં પ્રીયતમ ગયા
ઘર બાગ પણ ગમતુ નથી મુજ પ્રાણુ વિયોગે હું મરૂ
આ ટીલડી ને શું કરૂ પરદેશમાં પ્રીયતમ ગયા
ઝાંઝર ઘુઘરા ગમતાં નથી મમ સ્વાગી વીણુ ગમતુ નથી,
આ જડને હું શું કરૂં પરદેશમાં પ્રીયતમ ગયા.
આ દુશાલ પણુ ગમતો નથી નાથ વિદેશ ત્યાં રહ્યા,
આ સપાટને પણ શું કરૂ પરદેશમાં પ્રીયતમ ગયા.
ભોજન પણ ભાવતુ નથી સ્વામી છતાં સ્વામી નહિ.
આ મુખવાસને પણ શું કરૂ પરદેશમાં પ્રીયતમ ગયા.
શીયળ ૠતુમાં તે ખરે સ્વામીજ મારા સુર્ય છે,
આ જુવાની એળે જાય છે પરદેશમાં પ્રીયતમ ગયા.

રે હોય જો મુજ પાસતો ઉમંગ મુજને થાયરે,
એ શીયળને શોભાવનારા પરદેશમાં પ્રીતમ ગયા.
હા હોય જો મુજ સાથમાં તો ભોજન જમીએ ભાવથી,
મમ શણગાર તે ત્યાં રહ્યા પરદેશમાં પ્રીયતમ ગયા.

---

# કોને માટે ?

( કવાલી )

અમે આ દેહ ધારી છે અમારા સ્વામીને માટે,
વળી માયા વધારી છે અમારા સ્વામીને માટે.
પીયર પલમાં તજી દઈને સુભાગી સાસરે આવ્યાં,
ગમત સર્વે છોડીજ છે અમારા સ્વામીને માટે.
માતાથી રોજ રમતાતાં પજવતાં માતને ભારી,
હવે અક્કલ વધારી છે અમારા સ્વામીને માટે.
કહ્યું ના માતનું કરતી અતિ ઉમંગમાં ફરતી,
હવે તો સર્વે તજયું છે અમારા સ્વામીને માટે.
પીતાની પ્રીત તોડીને પતિનો સ્નેહ જોડીને,
અભિમાન મૂકી દીધું અમારા સ્વામીને માટે.
મ્હેણું સાસુ તણા ખાધા બોલો નણદલ તણા સાંખ્યા,
ક્ષમા ઢાલ ઢાળી છે અમારા સ્વામીને માટે.
પરવશ પીંજરે રહીને દુઃખો વેઠવાં ઘણાં કોઇએ,
આળસુ ટેવ છોડી છે અમારા સ્વામીને માટે.
પ્રાણની સેવા સાચી છે રહી નીજ નાથની સાથે,

અનિતી તો ખુવારી છે અમારા સ્વામીને માટે.
ખરે મન આ વિચારે છે પતિને દેવ ગણવાના.
ખરી આ ટેક લીધી છે અમારા સ્વામીને માટે.
પતી ! સુખમાં સુખીઆં પ્રાણના દુઃખમાં દુઃખીઆં,
ખરે આ ધર્મ સાચો છે અમારા સ્વામીને માટે.
પ્રાણને આંસુ જ્યાં પડશે અમારૂ લોહી આપીશું,
પતિવ્રત હાર પહેરીશું અમારા સ્વામીને માટે.

# આવી લુચાઈ ?

( ગઝલ )

નથી જો શાણીની પરવા ! સગાઈ ક્યાં બતાવો છો ?
સગાઈ જો મગ્ન છો તો, લુચાઈ ક્યાં બતાવો છો ?
સગાઈ લગ્નની બાંધી, સગાંએ ગાંઠ આ સાંધી ?
અરે આ ગાંઠને છેડી, જુદાઈ ક્યાં બતાવો છો ?
પતિ છો પ્રાણથી પ્યારા ! અહો નિજ વૃક્ષ છો મારા !
થઈને બાવળ બડાશા ! બુરાઈ ક્યાં બતાવો છો ?
કલેજે જે હતી છાની, રડાવો નાર ક્યાં ભોળી ?
કુસાર આ સાંત્વના પહેલાં, પતરાઈ ક્યાં બતાવો છો ?
અમોને રે ઘણી આશા તમારા પ્રેમ મેળવવા ?
જુઓ આંખે કરી પ્યારા, તમારી પ્રેમદા પ્યારી ?
તમારા હેતને સારૂ ! કર અર્પણ શીર મારૂ !
છતાં ઓ પ્રાણ મારાઓ ! કમાઈ ક્યાં દેખાડો છો ?
પ્રભુ હું પાય ઓ વાલા ! દયા ક્યાં દીલ લાવો છો ?
તમારા ઘેર હું આવી ! ખરે તમે ક્યાં રહાવો છો ?

જો હેને ભળા હતે, બોલાવે પ્રેમદા પ્યારી !
કેજો મને સાથમાં પ્યારા ? કરી ચુંબન કહાવે ના.

# પીતાની સેવા

( કવાલી )

ઉભા છે હિંદના પુત્રો પીતાને માર મારવાને,
નથી કંઈ લાજ આંખોમાં પીતાએ કેવા પાળ્યા છે.
પીતા છે પુજવા લાયક કરે છે લાકડી પુજા,
પીતા છે દેવના સરીખા ગણે છે પત્થરા સરીખા.
હતા જ્યાં આપણે નાના પીતાએ હેને ઉછેર્યા,
થતું જ્યાં દુઃખ આપણને દવાઓ તે ઘણી કરતા.
વળી લઈ હસ્તથી ખોળે રમાડે પ્રેમથી પ્યારા,
ભણાવ્યા સ્નેહથી બંધુ ઘણો પૈસો તેમાં કાઢી.
હતા જ્યાં પારણે આપણે તહીં ત્યાં આપણે રડતાં,
દોરી ખેંચે ખરે માતા સંભાળ પણ રાખે બહુ ભારી.
રડી જ્યાં માગતા પાણી લાવી હાજર કરતી મા,
ભલે તે ગુણ ભુલીને કરો બંધુ ન કોઈ આવું.

## બે નારવાળા.

કવાલી

જુઓ આ હિંદના ભાઈઓ સુખી બે નાર વાળાઓ
ઘડીક રીસાય છે જુની સુખી બે નાર વાળાઓ.

ઘડીક રેં સાથ છે નવી તેને છે જુની આડી
અરે બે બૈરી વાળાઓ સુખી એ નાર વાળાઓ.
નવિ રાથેજ બોલે તો જુની મોઢું ચઢાવે છે
અરે ના પરણ્યા જેવું સુખી એ નર વાળાઓ.
કરે જો કામ જુની તો નવી બેસી રહે છે ત્યાં
નવી નારી કરી આવી સુખી એ નાર વાળાઓ.
થય છે બેઉને કજીઓ તેથી જાય અનને પાણી
પછી પોકોજ પાડે છે સુખી એ નાર વાળાઓ.
જુની કહેશે કરો ઘેબર નવી કહેસે કરો લાડુ
પડે છે આવાં આ આડુ સુખી એ નાર વાળાઓ.
જુની કહેસે કરો લપસી નવી કહેસે કરો શીરો
કાવુંઘ્રુ આમાં તો બેઓ સુખી એ નાર વાળાઓ.
લડ લડી કરી તેઓ પછી ઘણી વેળાવે ગાંડી
અરે છે તુજ હીણભાગી સુખી એ નાર વાળાઓ.

---

## શું કોણે ઘાયલ કરી.

( કવાલી )

સુંદર એ કંઠની કોયલ શુ આતી બોલ રમતીતી
બીચારી બાગ ભમતીતી અરે ઘાયલ કરી કોણે.

કરી ઈશ્વિરે ઉત્પન્ન ન હતી તે કોઈને માટે
તથાપી તેહને હણવા એવી હીંમત કરી કોણે.
દુઃખી આ દીલ મારાને દિલાસો એજ દેતીતી
મધુરાં ગીત ગાતી'તી ખરી ગાયક હણી કોણે.
હતો હું તે હતો આશક મધુરી મોહની મારી
અહા આંબા તણે ડાળે મનોહર રહેતી'તી પ્યારી.
મને દીલગીર કરવાને કરી કરણી કરી કોણે
ભડાકે જાંય પડીને દુઃખી મમ દેલ આ કીધી.
નહિ શુંદરી વીના ચાલે હવે શુખ આપનાર કો
ખરે મમ હેતની દોરી અરે હા કાતરી કોણે.
અરે કો આહી આવોને થયો છું ઘાત લો આજે
અરે મુજ પ્રાણની પ્યારી મને તે તો બતાવેને.

## કરમ તારી ખુબી ન્યારીજ છે.

( કવ્વાલી )

ઘડીમાં તુ રડાવે છે ઘડીમાં તુ ચઢાવે છે,
ચઢાવીને પછાડે છે પછાડીને ઉઠાડે છે.
કરમ તારી કળા ન્યારી ઘણાઓને નચાવે છે,
ચડાવી ચાક પર તારા અમોને તુ ભમાવે છે.
થતા જ્યાં કામ બીખારી બન્યા ધનવાન તે આજે,
છોડાવી મોજ તેઓને ખરે ખાવા બનાવે છે.

ધનના વામતાં વાજાં ગવાતાં ગીત વીવાનાં,
અરે એ પેર તું પળમાં મરણ પોકા પડાવે છે.
નહિ કંઇ વાતમાં સમઝે અભણ શોકોજ અથડાતા,
બનાવે મેહ્યા તુ તેને દરબજે ઉંચે નાખે છે:
હસે જ્યાં સુંદરી સાગી પતિના પ્રેમ વશવાળી
તેને વીધવા બનાવે છે જરા તો જો જરા જાગી.
બનાવે યોગીને ભોગી કરે બળવાનને રોગી
નંમની ઇચ્છના પાસે ગુલામી તું કરાવે છે.
ગતી છે કરમની ન્યારી નહિ તે કોઇને વાકી
કરે અરજ નાથાલાલ સહ જગકૂંદ ચઢી જાય છે.

---

## પાછું કેળવશો ?

### ( લવીન )

અરે બંધુઓ શું વદુ ઘણું, અરૂદ દ્રવ્યને હિંદમાં હતુ
ખોયું તમે હરી હાથથી અરે, મેળાવો પાછું રે હિંદ પ્યારાઓ.
વિદેશ જાય છે દેશી બંધુઓ, મન હરી ગયા વિદેશ વાલરે.
ક્યીં ઘણાં કુાં કર્મ હાથથી; મેળવો પાછું રે હિંદ પ્યારાઓ.
હોટનો શહેરમાં ચાલતી ઘણી; મરી જતાં નહિ વાર લાગીરે.
અંપ કરો તમે મન વિચારીને; મેળવો પાછું રે હિંદ પ્યારાઓ.
તાજ હિંદનો રાજ તિલક રે ગયો: નહિ મળે તેહ પાછોરે.
કરેને અંતથી હુનરો ઘણા; મેળવો પાછુંરે હિંદ પ્યારાઓ
ગર્વ નહિ ધરો કાર્ય આદરો, આપના દેશમાં વિદ્યા પાથરો.
પાસો નહિ તમે ચાહને ખાડી, વદે છે નાથાલાલ માનજો સહી.

## જુઓને આ બૈરીને દુનીયામાં ડર છે કે ?

( ભજને શ્રી વડુરાય ઓ જીવડા એ રાગ )

દુનીઆમાં ડર નહિ ઓ પ્રાણપતિ દુનીઆમાં ડર નહિ મારે.
સ્વામી બોલાવું પ્રેમે પોઢાવું ઓ પ્રાણપતિ દુનીઆમાં ડર નહિ મારે.

સાસુ સસરો વળી નદણુલ મારી,
સર્વેની સરમ નહિ મારે ઓ પ્રાણપતિ.
જેઠ જેઠાણી દીયેર દેરાણી,
બધાંની શરમ મેં ત્યાગી ઓ પ્રાણપતિ.
કાકો સસરો મારો હદનો ધુતારો,
કાકી વળી કંગાલ ઓ પ્રાણપતિ.
પીતરાઈ સર્વે પારકાં ગણું છું,
મુજ સ્વામી સિવાય બધુ ખોટુ ઓ પ્રાણપતિ
ગામડામાં રહીને ગાંડા ગણાઈએ,
શહેરમાં છીએ શાહુકાર ઓ પ્રાણપતિ.
ગામડામાં રહીને ભરવાડ કહેવાએ,
શહેરમાં સાડી પોલકાં સાથ ઓ પ્રાણપતિ.
ગામડામાં રહીને ચુડા અધમણના,
દેખાવ આપે ચુડેલ ઓ પ્રાણપતિ.
શહેરમાં રહીએ ત્યાં બંગડી રૂપાળી,
ભલે હોય દેવાદાર ઓ પ્રાણપતિ.
કહેછે નાથાલાલ તમને પ્યારા,
બનાવો પ્રાણએ પ્યારી ઓ પ્રાણપતિ.

# કેવી પરનારની પ્રીત.

( કવાલી )

અરે ઓ દેશીઓ મારા મોહ્યા શું મન વિષે પ્યારા
ભમર થઇ ફરતા શાણા મોહ્યા શું પરનારીમાં ૧
કળી ચંપા તણી જાણી વળી સોનું તહીં જાણી
નાજુકડી દેખીને પ્યારા મોહ્યા શું પરનારીમાં. ૨
ગુલાબી ગાલ જોઇને રહો સંસારમાં રાજી
નહિ ત્યાં સુખ જોવાના મોહ્યા શું પરનારીમાં ૩
બનાવી રોફ બહુ ભારી બનાવો દીલજાન એ પ્યારી
રમન કંઇ આદરો ભાઇ મોહ્યા શું પરનારિમાં. ૪
લાવી અત્તર તણી શીશીઓ આપો તમો પ્રેમથી ભાઇ
કરો પસાની ખુવારી મોહ્યા શું પરનારીમાં. ૫
બતાવે મોહ તે ભારી લલચાવે નેન ઠપકાવી
હસાવે પ્રેમ રાખીને મોહ્યા શું પરનારીમાં. ૬
બોલાવે પ્રાણપતિ કહીને રડાવી રાંડ રતિ થઇને
નદી વચ્ચે ડુબાવે છે મોહયા શું પરનારીમાં. ૭
વચન કંઇ કંઇજ બોલીને પૈસા તેના પડાવે છે
અંતે ઇજ્જત બગાડે છે મોહ્યા શું પરનારીમાં ૮
સોંપી તન મન ધન સર્વ આયુષ્ય ખોટુ ગુમાવો છો
થઇશું નર્કને સ્વાધીન મોહયા શું પરનારીમાં ૯
કરશો નહિ પ્રીત પરનારી કરો નહિ કોધ મન લાવી
માફી માગે છે નાથાલાલ મોહયા શું પરનારીમાં. ૧૦

# શું ? કજોડાં

( કવાલી )

બન્યા શું એ ફીકરવાળા અરે ઓ હિન્દના ભાઈ,
હોય જ્યાં તારા આગળ સુર્ય કજોડાં કેમ બને બન્ધુ.
ખરે જ્યાં ઉદર આગળ કુતરી ઠરાવી જો મુકી ભાઈ,
વિચારો કંઈ જરી મનમાં કજોડાં કેમ બને બન્ધુ.
જુઓ કુતરા આગળ ઘોડી ગમે ત્યાં પોતે ભટકે છે,
બીચારી મન દુઝાવે છે કજોડાં કેમ બને બંન્ધુ.
પ્રીયા પાણી ભરે છે ત્યાં સ્વામી પગમાંહી અથડાયે.
અરે એ દુખ: કોને છે કજોડાં કેમ બને બંન્ધુ.
પ્રીયા રસોઈ કરતી હોય સ્વામી ખોળામાં રમતો હોય,
અરે શાણી મુઝાયે છે કજોડાં કેમ બને બન્ધુ.
બીચારી આયતે દેહે નાંખી મુજ માત પીતાએ દુ:ખમાં
અરે દેહ વ્યર્થ ગુમાવાની કજોડાં કેમ બને બંન્ધુ.
ભટકી ઘરો ઘરે પોતે કરે છે જીંદગીએ એળે,
નકામી દેહ એ ધારી કજોડાં કેમ બને બંન્ધુ.
કજોડાં એક જાતે નહિ અનેક પ્રસર્યા હવે ભાઈ,
કહુ આગળ વીસ્તારી કજોડાં કેમ બને બન્ધુ.
ધણી હોય પાંચ પચીસ વર્ષે નાજુકી હોય બે વર્ષે,
અરે એ દુ:ખના ચીન્હો કજોડાં કેમ બને બન્ધુ.
ભણેલાને અભણ મલશે ભણેલી તે અભણ વળશે,

જોઈ તમે દેશમાં દાઝો કજોડાં કેમ બને બન્ધુ.
સુધારી ભુલ હોય મારી લેજો બન્ધુ તમે પ્યારા,
લખેલો લેખ આ વાંચી કજોડાં કેમ બને બન્ધુ.
વધારે શું લખું બન્ધુ કરે વિનંતી નાથાલાલ,
લખાણુ કીધુ સવારમાં મેં કજોડાં કેમ બને બન્ધુ.

---

## ચા કેચીતા.

( કવાલી )

અરે ઓ ચાહ પીનરા પીઓ શું હેત લાવીને
થશે તમ દેહની હાની બુરી હાલત થઇ જાશે.
વદુ છું દેશને માટે પીશો નહિ હેત લાવીને,
હતા ગાય બન્યા છે રંક પીશો નહિ ચાહ પીનરા. ૧
બનાવે લોહીનું પાણી બગડે તબીયત વળી ખાસી,
થાય છે દ્રવ્યની ખ્વારી છતાં કયાં માનોછો ભાઈ.
ચાહ છે ભુખને ટાળનાર રક્તનું માંસ તે બાળે,
ચાહ અરીણના જેવી પીશો નહિ ચાહ પીનારા ૨
થઈ છે ખાંડ પણ મોંઘી સાથે છે દુધ પણ મોંઘુ,
સમજજો મનમાં રાખી હસાવજો રદયે રાખી.
દાઝે છે લોક તમારા છતાં કયાં હેત લાવો છો,
ખ્વાહાએ દેહ વટલાતાં પીશો નહિ ચાહ પીનારા. ૩
સુણો બન્ધુ તમે પ્યારા કરો નહિ સોબત પ્યારા
નાથાલાલ વાણી વદે છે પીશો નહિ ચાહ પીનારા. ૪

વાંચો અને વંચાવો

# બોધદાયક તેમજ રસીક

## પતિને વશ કરનારી વામા.

મહેરબાન સાહેબો એક વખત ખાત્રી કરી જોઇએ તો આનાની ટીકીટ બીડી મંગાવી લ્યો લખો નીચે મુજબ.

નાથાભાઇ કાળીદાસ
ચંપાપોળ–ડભાણ

મહેરબાન સાહેબો આ અમારી નાનકડી ચોપડી નામે આ મ્પાની કળી તથા તેનો બીજો ભાગ ભાઇલાલની ભાંજગડ ફક એકજ વખત વાંચવા ખાસ ભલામણ છે. જેમ બને જલદી ચા આનાની ટીકીટ બીડી મંગાવી લેવા વિનંતી છે.

કમર કસી તૈયાર રહેસો. બહાર ગામ ખાતે ખાત્રીવાળ એજન્ટો જોઇએ છીએ કમીશન ભરપુર આપીશું. લખો નીચે મુજબ

ભાઇલાલ દેસાઇભાઇ
શાંતિપોળ કરમસદ.

## બૉર્ડ કયાં ચીતરાવશો.

ફેન્સી કલરને ફેન્સી ટાઇપથી બૉર્ડ ચીતરનાર.

પેઇન્ટર.

# જી. પી. જોશી.

મુ. નાર. તા. પેટલાદ.